# गूजराती वेहेम.

## प्रथम भाग.

છપાવી પ્રસિદ્ધ કરનાર

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

લીંબડી.

આવૃતિ પેહેલી—૧૦૦૦ પ્રત.

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીં૦ અને જ૦
એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સંવત ૧૯૩૭નો આશ્વિન—સને ૧૮૮૧નો ઓકટોબર

કિંમત દોઢ આનો.

१५३७

# अर्पण पत्रिका.

રા. રા. ભવાનીશંકર નરસિંહરામ કવિ.

લીંબડી.

તમે મારા સ્નેહી છો, જેમ પતનથી થયેલી ખરાબી વિષે તમે વારંવાર સ્વદેશીઓને તમારી રસીલી કાવ્યથી જાગ્રત કરવા પ્રયત્ન કરોછો, ઈત્યાદિ, ઈત્યાદિ કારણોને માટે આ નાનું ચોપાનીયું અર્પણ કરૂંછું તમનેજ.

હું પુરૂષોત્તમ.

૧૫૩૯૭

# ગૂજરાતી વેહેમ.

આપણી આર્યભૂમીને પડતીમાં લાવનાર અનેક કારણો છે, તેમાં વેહેમ એપણ મુખ્યછે. ઇંગ્રેજી રાજ્યના પ્રસંગથી આપણી કેળવણીમાં પ્રતિદિન વૃદ્ધિ થાયછે, તેવા વખ્તમાં આપણા વેહેમી વિચારોને નોંધી રાખવાથી આપણને અને આપણી ભવિષ્યની પ્રજાને લાભછે. માટે એવા વેહેમોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવાનું ધારી "નુરેઆલમ" નામના માસિક ચોપાન્યામાં કેટલોક ભાગ પ્રથમ છપાવ્યો હતો. એ વિષય એક પ્રસંગે અત્રેના મારા મિત્ર વિક્રમલાલ નાનજી સંઘવીને વાંચી સંભળાવતાં, તેમણે એ બાબતના નાની કિમતનાં ચોપાન્યાં છપાએલાં જોવાની મરજી બતાવી તેપરથી આવી ઓછી કિમતથી ચોપાન્યા બહાર પાડવા નિર્ણય કર્યોછે. વેહેમની ન્યુનતા નથી. વેહેમ સાગર મહાનછે. વાંચનારી આલમને પસંદ પડશે એટલે બીજા ભાગો જલદીથી દેખાવ દેશે. ગુજરાતના બીજા ભાગમાં ચાલતા વેહેમોનો સંગ્રહ જે સજ્જનો મોકલવાની કૃપા કરશે તેઓનો આભાર માની ઘટતો ઉપયોગ કરવામાં આવશે.

ઇંગ્રેજ જેવી વિદ્યાકળામાં આગળ વધેલી પ્રજા પણ વેહેમથી ખાલી નથી; ત્યારે ગૂજરાતી પ્રજા કે જેમાં કેળવણીના કીરણો અહુણાંજ પ્રકાશવા લાગ્યાંછે, તેમાં વેહેમની હાકમીનો દોર ચાલતો જોઈ વધારે અજાયબી લાગશે નહીં.

"મંછા ભુત ને શંકા ડાકણ" એ આપણી કહેવત

સાફ આપણને બતાવી આપેછે કે વેહેમ એ કાંઇજ નહીં, પણ મનપર ખોટી અસર થયાનું પરિણામછે. વેહેમનો મુખ્ય ફેલાવો કરનાર જાદુગર અને બીજા ધુતારાછે, અને તેની મોટી પોશીંદી અહુણાંની અજ્ઞાન અબળાઓછે. આપણા દેશમાં વ્હેમે ઘર ઘાલ્યુંછે. અને દેશના અપકર્ષનું એ એક કારણછે. વ્હેમ યવનનો પરાજય કરવો એ સકળ દેશ હિતેચ્છુનો ધર્મછે. વિખ્યાત નેપોલ્યને એક પ્રસંગે કહ્યું હતું કે—"જો દેશમાં સૂધારો કરવાનું માગતા હો તો પ્રથમ તો અન્ય ઉપાયોને પડતા મૂકી સ્ત્રી જાતને જ્ઞાન આપવાનું ચાલુ કરો" એ ટુંક વાક્યમાં મહાભારત અર્થ સમાયલો છે, એમ દુરઅંદેશીની નજરે પડશે. બાળકને તાલીમ આપનાર તેની માતાછે. માટે તેનામાં જેવા વિચાર હોય તેની બાળકના કુમળા મગજમાં અટળ છાપ પડી જાયછે. લીલા છોપર ચિત્ર અચળ પડી રહેછે, કાચા ઘડામાં કાંકરો રહી ગયો હોય, તે કાયિમ રહેછે, તેમ ગુજરાતી પુરૂષો તેમની માતાઓના પ્રતાપથી વેહેમથી બેનશીબ નથી રહ્યા. અને જ્યાંસુધી સ્ત્રી વર્ગમાં સુધારો પ્રસર્યાનો રૂડો અવસર જગત્પતિ નહીં લાવે ત્યાંસુધી વ્હેમ યવનના જુલમી દાબ નીચે આર્ય પ્રજા રીબાયાજ કરવાની. અપશોચ. દયાઘના! દિનદયાળ પ્રભુ! અધમાવસ્થાને પામેલા આર્યદેશ તરફ કુરણા નજરથી જો. અને તેનો ઉત્કર્ષ થવા આર્યસ્ત્રી પુરૂષોને સદ્મતિ આપ. એ મારી દિન પ્રાર્થનાછે.

વ્હેમ કેવા કેવા ચાલેછે તે નીચે દર્શાવું છું. અલબત તેથી ઘણાકને હસવું તો આવશે, પણ ખરેખર તો એવા

મ્હેમી વીચારોપર તો રડવાનુંજ છે.

ઘૂડ અથવા જેને રાત્રનો રાજા કહેછે, તે છાપરે છ માસસુધી બોલતો તે ઘરનું ઓછામાં ઓછું એક માણસ તો મરેજ મરે, વધારે નમરે તો બચનારના તકદીર. ઘૂડ કોઈકોઈ વાર પૂછેછે કે, આવીશ? નિદ્રા વસ્થામાંથી જાગ્રત થતાં મનુષ્યથી કદાપી ભૂલેચૂકે "હા" કહેવાઈ જાયતો તે બાપડાને સત્યાનાશની પાટીજ વળી ગઈ તો!! કારણકે છ માસની ટુંકી મુદતમાં તેને આ ફાની દુનિઆનો ત્યાગ કરાવી પેલી દુનિઆમાં ખેંચી જાય છે; પછી તેની ખુશી ત્યાં પધારવાની હોય યા નહીં? જમને કોણ પૂછનાર છે? માટે આવા જોગ ભોગજોગે બની આવે તો કરવું શું? એવા સવાલ તમારા દિલમાં ઉત્પન્ન થશે. અને તમને અગમચેતી આપનાર કદાપી નહીંમળે તો તમે નાસીપાસ થશો!! પણ ઉભારેહો. તમને રામબાણ જેવા ઈલાજ અવલથી આપી દઉંછું, કે પછી તમારી ફિકર તમારાથી સોગાઉ નાસે!!હું સારીપેઠે સમજુંછું કે,એવા મહાભારત ઈલાજ જાણવા તમે એક પગા થઈ રહ્યા હશો!! અને એકજ ઈલાજથી તમે ખુશીખુશી થઈ જવાના! પણ અમારીપાસે એવા ઈલાજ અને ટુચકા એક નહીં પણ અનેક છે. પણ તે તમને સામટા આપીદેવા વિચાર નથી. ધારેધારે વખત આવે સૌ ઠીક થઈ રહેશે.ત્યારે તો તમે આ અત્યુત્તમ પુસ્તકને કોટે વળગાડી ફરવાના!!! લ્યો ત્યારે ખોશો તમારા બન્ન કાનમાં રૂનાં પુમડાં અને સાંભળો એકચિત્તે, અને કોતરો તમારા કલેજામાં, આ ભવિષ્યની નાસી પાસીની અક-

સીર કળા !! બેદરકાર થઈ આ દવા તમે નહીં સંઘરો તો પછી તમારા જીવનું જોખમ કદાપિ થઈ જશે તો પછી અમારે લેવાદેવા નથી!! અમેતો અમારૂં પીંજણ ચલાવીએ છીએ !! ધૂડ કદી તમને એવા સવાલ કરે ત્યારે તમારે રોકડો ને રણાક માથું ફુટી જાય એવો પ્રત્યુત્તર આપવો કે !! અહુણાં તો કોઈએ આવતું નથી ! આવવું હશે તો ૧૦૧ એકસોને એક મુડા મીઠું ખાઈને આવીશ, (૪૦ મણનો મુડો) વાંચનાર સમજ્યાકની? કયેભવ એટલું મીઠું ખવાવાનું છે? અને જવા પણ કોણ બેઠું છે? સ્ત્રીઓ તો કહેછે કે "મુડો મીઠું" કહેવું. પણ કહેવું નહીં, અને કહેવું ત્યારે પાંચ શાસારૂં મૂકવી! ૧૦૧ મુડા કહેવું એટલે બસ ! પછી ગરીબ બીચારૂં ધુડ કદી રાહતો નજુએ !! એકજ સૂચનાથી તમે નિર્ભય થઈ ગયા, એમ તમે ધારશો નહીં. હજી કહેવાનું પુરૂં નથી થયું. ધૂડની સામે કદી કાંઈ ચીજ ફેંકો તો સંભાળજો કે તે ટેવું કે પોડું વગરે અલ્પકાળમાં ઓગળી જાય એવું નહોય !! સબબ એવો છે કે ધૂડને કોણજાણે જન્મથીજ એવી ટેવ પડી ગયેલી હોય છે કે તેની તરફ જે કાંઇ ચીજ ફેંકવામાં આવેછે તે લાગલુંજ ઊચકી જઈ કૂવા કે તળાવમાં ફેંકે છે. એટલે સદરહુ ચીજ પાણીમાં જેમજેમ ઓગળતી જાયછે તેમ તેમ તે ફેંકનાર માણસનું શરીર અનેક રોગમાં ઘેરાઇ ઓગળવા માંડે છે: અને જેવી ચીજ ઓગળી રહી તેજ ક્ષણે તે ફેંકનારના રામરમી જાયછે! દુનિઆમાં નજીવી ગફલતથી કેવાં ભયંકર પરિણામ નીકળે છે, તેને માટે આથી સરસ દાખલો બીજો

કશો શોધતાંય હાથ લાગતો નથી !! અજ્ઞાનોએ આ પરથી ચેતવણી લેવી, કે નાખવોતો, કાળમીઢ પાણો નાખવો. કે તે ઓગળેજ નહીં!! હવે જાણી જોઇને કોઈ ભૂલ કરતા નહીં. આજકાલના સુધરેલા તો કહેછે કે નહીંબસ!! એ સર્વ પોગળ ને જૂઠું છે, પણ આપણા મતને મળતા પુરાવા પણ વજનદાર છે !! પારસી સ્ત્રીઓ પણ ધૂડને બએહાથે ને બએપગે માને છે ! બે આંકડા ભણેલા કહે તેથી વળ્યુંશું? એતો સરકારી ભણીને સરકારો થઇ ગયા !! એવું ભણતર ભણાવવામાં પણ સાર નથી !! પારસી સ્ત્રીઓનામત ટાંકી અમારોમત મજબૂત કરવા માગીએ છીએ !!

સંધ્યાકાળે કે વહાણુંવાયે ધૂડ ફરવા નીકળે છે, ત્યારે નાનાં બચ્ચાં જેઓ ઉઘાડી જગ્યામાં ફરતાં હોય તેમના માથાપરથી તે ચાલ્યું ગયું—કે થઈ ચુક્યું, રંધાઈ રહ્યું, પછી તે બાળક દિનપરદિન ગળવા માંડશે અને જોતાંજોતામાં ખોદાની હજુરમાં ચાલ્યું જવાનું!! તમારે તે બાળકનો અત્યંત ખપ હોય તો તમને ઘટેછે કે- ધંતર મંતર—દોરા ધાગા—ચિઠ્ઠીપત્રી કોઈ ઇલમી પાસે કરાવવી ! ડાકટરી ઇલાજ પડતા—મૂકવા ! ! કારણ કે આવા કામમાં બિચારા ડાકટરો શું સમજે ? ! ! ! માટે ઘરગથુ ઇલાજ કરવા, તે એવાકે ધૂડની ચાંચ અને નખને દોરાએ બાંધી ગળામાં તેનો હાર પહેરાવવો !! એમ છતાં કાંઈ ફેરનહીં પડે તો પછી કોઈ પ્રવીણ ઇલમીપાસે કાવડ બંધાવવી ! ! ! દીતવાર, મંગળવારે મધ્યરાત્રીએ સારે ચોઘડીએ અંધારૂં ઘોર કરી ઇલમીબાવા પોતાનાં તમામ કપડાં

કહાડી નાખી માએ જણ્યા તેવા થઇ બેસી મનમાં મનમાં મંત્ર ભણી સૂતરના તાંતણા તે બાળકના જમણા ખભાપરથી ડાબી તરફની કમરસુધી. અને ડાબાખભાથી જમણી બાજુની કમર સુધી વીંટાળેછે એનુંનામ "કાવડ બાંધી." આ પ્રમાણે કેટલાક અઠવાડીયાં સુધી ચાલુ રાખવું એટલે આરામ થઇ જશે!!!

ઘૂડ ભવિષ્ય ભાખેછે.માટે હવે પછી શુંશું બનાવ બનનાર છે તે પણ જાણવાને જેઓ ઇચ્છાતુર હોય, તેઓએ ઘૂડના મંત્રભણવાની ધૂન મચાવવી!! અને ઘૂડને તાડી દારૂ વગેરે માદક પદાર્થ પાવા એટલે તેના ઘેનમાં ભવિષ્ય ભશીદેશે!!! પવિત્રહિંદુ કોમથી તો આ અખતરો અજમાવાશે નહીં !!! કારણ તેમને તો મદિરાને અડતાં પણ પાપ બેસે. પારસણોને માટે તો ઠીકજ છે !!!

રાત્રીના મહારાજા વિષે જેટલું લખીએ તેટલું થોડું છે, કારણ કે રાજા બાહાદુર !! તેમને માટે ટુંક હકિકતથીજ—પતવી દેતાં તેમને ગેરઇનસાફ આપ્યો કહેવાય!! ધીરજ રાખો ત્યારે, વ્હેમ પ્રસારક અને તેના ઇષ્ટમિત્રો કોઇ હાલારીઓ એ ઘૂડના શુકનને છાપી મારી, નવનુંતેર કરી વાળેલા અત્યુપયોગી પ્રસિદ્ધ કરેલા.પુસ્તકમાંથી ઉતારો કરી ઘૂડરાજને અમર કરી દઇએ!!! એથી પણ વિશેષ હકિકત કોઇ સાહેબ લખી જણાવશે તો બીજા ભાગમાં રાજીખુશીથીલટકાવીદેઇશું !!!

ઘૂડ રાત્રીએ બોલે તેના શુકન—

દોહરો—

" રાત્રી રાજા ઘૂડજે, બોલે જેવા બોલ;

તે ઉપરથી જાણવા, ચુર્ત વચનની તોલ." ૧

**પુર્વદિશા તરફ**—પેહેલે પહોરે બોલે તો લક્ષ્મીનો લાભ થાય. બીજે પહોરે બોલે તો ચિંતા ઉપજે. ત્રિજે પહોરે બોલે તો અગ્નીભય થાય. ચોથે પહોરે બોલે તો સુખનો લાભ થાય.

**અગ્ની ખુણા તરફ**—પેહેલે પહોરે બોલે તો અર્થલાભ કરે. બીજે પહોરે બોલે તો સુખ પ્રાપ્ત થાય. ત્રિજે પહોરે બોલે તો કલેશ થાય. ચોથે પહોરે બોલે તો રોગવૃદ્ધિ થાય.

**દક્ષિણદિશા તરફ**—પેહેલે પહોરે બોલે તો વેગળાની વાત કરે. બીજે પહોરે બોલે તો સ્ત્રી પ્રાપ્ત થાય. ત્રિજે પહોરે બોલે તો મિત્રનો લાભ થાય. ચોથે પહોરે બોલે તો રોગની વૃદ્ધિ થાય.

**નૈરૃત્ય ખુણા તરફ**—પેહેલે પહોરે બોલે તો રોગની વૃદ્ધિ થાય. બીજે પહોરે બોલે તો રાજમાન્ય થવાય. ત્રિજે પહોરે બોલે તો ધનની પ્રાપ્તિ થાય. ચોથે પહોરે બોલે તો સ્ત્રી પ્રાપ્તી થાય.

**પશ્ચિમ તરફ**—પેહેલે પહોરે બોલે તો ચિંતા ઉપજાવે બીજે પહોરે બોલેતો અગ્ની ભય થાય. ત્રિજે પહોરે બોલેતો ધનનો લાભ થાય. ચોથે પહોરે બોલે તો સુખની વૃધી થાય.

**વાયવ્યખુણા તરફ**—પહેલે પહોરે બોલેતો ધનનો લાભ થાય. બીજે પહોરે બોલેતો મિત્રનો મેળાપ થાય. ત્રિજે પહોરે બોલે તો રાજ માન્ય થાય. ચોથે પહોરે બોલે તો ચોરનો ભય થાય.

**ઉત્તર તરફ**—પેહેલે પહોરે બોલે તો ચિંતા થાય. બીજે પહોરે બોલેતો રાજાનું મૃત્યુ થાય. ત્રિજે પહોરે બોલેતો જ-

શનો વધારો થાય. ચોથે પહોરે બોલે તો ભય થાય.

**ઈશાન ખૂણા તરફ**—પહેલે પહોરે બોલે તો ભય ઉપજે બીજે પહોરે બોલે તો લાભ દેખાડે. ત્રિજે પહોરે બોલેતો રોગ થાય. ચોથે પહોરે બોલે તો ભય થાય."

જેહેમ યવન તેમજ ગુજરાતીઓ તરફથી એ પુસ્તકનાત્રણ બનાવનારનો પાડ માનીએ છીએ!!! જેહેમની જરા પડતી સ્થિતિમાં ઉત્તેજન તો ઠીક આપ્યું!! મનુષ્યની પરીક્ષા કરવાની "પડતી" એ કસોટી છે. શુકનના બધાં ફળ બતાવ્યાં છે તે બધાં કોને થાય? તે તેમણે બરાબર બતાવ્યું નથી. પણ અનુમાન હિસાબ ગણતાં જે સારી પેઠે જાણે, અવલોકન કરે ને માને તેનેજ થાય!!! એમ કહેવાનો તેમનો કદાચ હેતું હશે!!! "જાણે એને લાખ અને ન જાણે એને સવા લાખ"!!

માણસને માથે મોતનો કેટલો બધો ત્રાસછે! મોતનું નામ સાંભળીનેજ હાજા ગગડી જાયછે, મોતનું નામ સાંભળીનેજ મોતીઆં મરી જાય છે. તેના પંજામાં આવી અસંખ્ય પ્રાણી હતા—નહતા થઈ ગયા, અને થઇ જશે. મોત નહોત તો કેવું સારૂં! બાપડા પરમેશ્વરે તો દયા કરી એમજ કીધું હતું. પણ ભાવિ બળવાન છે! થવાકાળ થાય છે! સબબ એવો છે કે—એકવાર જગત્કર્ત્તાને વિચાર થયો કે કેટલાક માણસો બિચારાં મોતને શરણ થતાં રીબાય છે. માટે લાવોને તેમને અમર કરી દઈએ! એટલે તેમને મરવાની માથાકૂટ મટી જાય. એટલે બિચારા સુખચેનમાં દિવસ નિર્ગમન

કરે ! ! એમ અનુકંપા લાવી હુકમ કર્યો કે કોઈ હાજર છેકે? માણસના દુર્ભાગ્યે જોર કરવાથી તુરત કાગડાભાઇ નીકળી આવ્યા! ને બોલ્યા કે—"મહારાજ હું હાજરછું. શી આજ્ઞા છે ?" ત્યારે પરમેશ્વર બોલ્યા કે—"જા, આ અમ્રતનો કુંપોછે, તે ગમતે માણસને માથે ઢોળી આવ: એટલે સર્વ માણસ અમર થઈ નિરંતર આરોગ્ય રહે" ! ! ! વારૂ સાહેબ, કહી કાગડાં ભાઈના હાથમાં કીમીઓ આવ્યો તેથી હરખાતા હરખાતા લઈને દોડી ગયા ! ! ! અને થોરપર બેસી હરહર માહાદેવ, કરી પોતાનાજ પંડ ઉપર અમ્રત ઢોળ્યું ! ! ! તેથી કાગડાભાઇની જાત અમર થઈ ગઈ ! ! હવે કોઈપણ કાગડો મોતે મરતોજ નથી ! ! અરેરે ભૂંડું કર્યું કાગડે અને નહીંતર આપણે અને આપણા તમામ વડવા, સગાં, વહાલાં, દોસ્ત આસનાવો સહવાસથી લેહેર કરતા હોત ! ! પણ હશે ! ! બાપના બાપને તેના બાપને સંભારીને શું હવે પોક મૂકવી છે ! ! ! પરમેશ્વરને કોઈ બીજાનું ન મળ્યું ! ! અને કાગડો મળ્યો ! ! એર ગઈ ગુજરી વાતનો શોક જ્ઞાનીપુરૂષો કરતા નથી. માટે કોઈ દીલગીરી રાખશો નહીં. થનાર વાત થઈરહી, બનનાર વાત બનીરહી. અને મારૂં કહ્યું માનો તો કોઈ કાગડાપર રોષ લાવશો નહીં. ગઈ ગુજરીવાતતો જોશીબાવા પણ સંભારતા નથી ! ! મુએલાં તમામ માણસ પાછાં આવે એવો એક ઇલાજછે. તે એકાગ્ર ચિત્ત સાંભળો ! ! ચંદ્રતો તમે સૌએ જોયો હશે. અને તેમાં એક કાળો ડાઘ દેખાયછે તેપણ ઘણાક જાણતા હશે. અમારો કાણો જોશી નિરીક્ષા

કરી છાતી ઠોકીને કહેછેકે—એ દેખાતા ડાઘામાં એક બુઢી ખખ ડોશી બેઠી બેઠી રેંટીઓ કાંતે છે!!! તેનીપાસે એક અસલી બકરીછે! તે સોનાની લીંડીઓ કરેછે!! એકપણ લીંડી આ દુનિયાપર પડી ન જાય તે માટે તે ડોસીમા અહોનીશ ફિકરમાંને ફિકરમાં અરધે ડીલે આવી ગયાંછે!! તોપણ રંજ એંચી પોતાનું કામ બહુ ખબરદારી અને ચાલાકીથી ચલાવેછે!!! અને બકરીની પુંઠે એક ટોપલી બાંધેછે, તેથી લીંડી બિચારી આ દુનિઆની હવા ખાવા આવીજ નથી શકતી!!! જગત્બાંધવો, તેમાંથી ફકત એકજ લીંડી આ દુનિયાપર આવે તો અહાહાહાહા!!! કામજ થઇ જાય તો!! લીંડી પડે તે દિવસસુધીમાં મુએલાં તમામ માણસ હતાં તેવાંને તેવાં પાછાં આવે!!! શું હિંદુ કે મુસલમાન, પારસી કે ખ્રીસ્તી કે યાહુદી-યુરોપીઅન—આફ્રિકન, અમેરિકન આદિ તમામ ભાગના મનુષ્યો એ સંપે થઇ તે ડોસી માની રોજ બબેઘડી પ્રાર્થના કરવી કે—ડોસીમા એક લીંડી નાખ, એક લીંડી; બાઇસાહેબ—એક લીંડીમાં તમારે કાંઇ ખારૂંમોળું થઇ જવાનું નથી!! અને ભલા અમારૂં કામ થશે!!! એ પ્રમાણે જો મુએલાં માણસ તમામ આવે, તો આકાશના તારાપણ તમામ આવે!! કારણ કે આકાશમાં જે તારાછે, તે મુએલાં માણસની આંખો છે!!!

કાગડાપર તમારો પિત્તો ઉછળી આવ્યો હશે, અને તેને દુષ્કર્મી તમામ રીતે સમજી બેઠા હશો!! પણ ઘણી વાતે તે મનુષ્યને ઊપયોગી પણ છે!! તારની પેઠે દૂર દેશાવરની ખ-

ખર લાવી આપનાર તે એક ખડતલ કાસદ છે!! આપણે ત્યાં કોઈ મેમાન આવનાર હોય તેની અગમચેતી કાગડાથી મળે-છે!! ઘેર આવી કા,કા, કરવા માંડેછે, ત્યારે બૈરાંઓ પૂછેછે કે —"કાગડા તારી સોનાની ચાંચ, રૂપાની ચાંચ, દહીંનો કોળીઓ દૂધનો કોળીઓ; મારે ફલાણા ભાઈ, ઢંકણાં બાઈ, કે ચીકાનો બાપો આવનાર હોય આજે તો ઉડી બેસ." એટલે જો તે માણસ તે દિવસે આવનાર હોય તો જેવા ઉપલા સ-ખુનો બૈરાંનાં મુખમાંથી બહાર પડેછે, તેવોજ ઉડી જાય છે!! અને જો તે દિવસે ન આવનાર હોય તો ત્યાંને ત્યાં થોડીવાર ચોંટયો રહે છે!!! દહીંનો કોળીઓ, દૂધનો કોળિઓ, એતો ફોસલાવ્યાનું હો !!! રોજનું થયું તેથી રોજરોજ ક્યાંથી દહીં દૂધ હોય !!! ફોસલાવવાના કામમાં બૈરાંપણ ખંધા હોયછે તો!!!

શ્રાવણ વદ ૭ ને રોજ શિળસાતમ કહેવાય છે. તે દિવસે ચૂલામાં દેવતા કરતા ના! આગલા દિવસનું રાંધેલું ટાઢું ખા-ઓ! માંદાહો અને ટાઢું ખાધાથી મરતાહો તોપણ તેની અમને ફિકર ચિંતા કશી નથી!!! મતલબ એટલીજ કે દેવતા કરી ઉનુંતો ન રાંધવું, !!! આફાની દુનિઆમાં પરોપકાર જેવું મોટું બીજું પુન્ય નથી. દેવતા તે દિવસે ચૂલામાં સળ-ગાવવાથી શિતળા માતાને અસહ્ય પીડા થાય તેમછે !!!માટે આ શીખામણને મારી કૂટી, સમજાવી, ફોસલાવી હૈએ બે-સારી તે મુજબ વર્તશો તો શિતળામા તમારૂં ખાંડી બંધ ક-લ્યાણ કરી નાખશે !!! નીચે લખેલ પુરાવા તો જુઓ !!!

એક વખત રાંધણ છઠની રાતે એક બાઈડીએ ચૂલાપર

તાવડો મૂકયો હશે. તેમાં પકવાન બનાવી થાકી ગઈ, થાકથી ઉંઘનું જોર ફાવ્યું! અને તેથી તે બાઈડી તેને વશ થઈ ઊંઘી- ગઈ. પણ ચૂલામાં દેવતાતો એમનો એમ રહી ગયો!! રાત્રીના બાર બજ્યા,ત્યારે સાતમ ધબ લેઈને બેસી ગઈ!! પછી સાતમ (શિતળા) હસતા, રમતા, કૂદતા લ્હેર કરવા નીકળી પડયાં! ફરતાં ફરતાં પેલી બાઈડીને ઘેર આવી તેના ચૂલામાં આળો- ટવા જાયછે, ત્યાં તો ખૂબ દાઝી ગયાં!! તેથી હાય વોય કરતાં ત્યાંથી દોડયાં, તે ગામ પાસે બે તલાવડી હશે, એમાં વારા ફરતી પડે!! અને પેલી બાઈડીને ટોપલો ટોપલો શાપ દેતી જાય!!! જે વખતે શિતળા ચૂલામાં પડી બળ્યાં, તે વ- ખતે પેલી બાઈડીનો ખોટનો લાડકવાયો પુત્ર બીછાનામાં પ- ડયો પડયો ધાવતો હતો, તે શિતળાના શાપથી ભડથું થઈ ગયો,!! અરથાત્ બળીનૂઓ.! સવારનો પહોર થયો, તેથી તે બાઈડી- એ ઊઠી છોકરાને હાથમાં લીધો, તો તે મુએલો દીઠો!! તેથી આક્રંદ કરવા મંડી. પાડા પડોશી ભેળાં થઈ અનુમતે અ- ગાધ બુદ્ધિ બળથી નિર્ણય કીધો કે રાત્રે ચૂલામાં દેવતા રાખ્યો, તેનું આ ફળ!!! હવે કરવું શું? તેનો મોટો વિચાર પડયો!! છેવટ મતિ સૂઝી કે બળી ગયેલ છોકરાને ખાંધે નાંખી વગ- ડામાં ચોગરદમ ફરવું! અને તકદીર સારાં હશે તો શિતળા દે- વી મળી આવશે!! તે સ્ત્રી તેમ કરી પેલી તળાવડીઓ પાસે આવી. અને જોયુંતો શિતળા બોલતી જાયછે કે—"રાંડે મ- ને બાળીરે, રાંડે મને બાળીરે" એમ બોલતી બોલતી પહેલી તળાવડીમાંથી બીજીમાં અને બીજીમાંથી પહેલીમાં,એમ વારં·

વાર બળતરાને લીધે પડતો હતી. તેથી તે બાઇડીએ શિતળાને આજિજી કરી પોતાની પાસે બોલાવી—પોતાના ખોળામાં બેસાડી, આખા શરીરે દહીં ચોપડયું; અને શિતળાના માથામાં હજારો જુઓ પડેલી હતી તે તમામ વીણી કાઢી!!! શિતળાને આથકી બેહદ સુખ પ્રાપ્ત થયું. અને તેથી તેણે ખરા દિલથી આશિષ દીધી કે "જેવું મારૂં શરીર અને માથું ઠર્યું, એવું તારૂં પેટ ઠરજો! એમ કહેતાં તો પેલી બાઇડીનો પુત્ર જીવતો થઇ રમવા મંડયો !! આ ઉપરથી માણસે ચેતવણી લેવી કે સાતમનો અમલ બેસતાં અબલચૂલામાંથી તમામ દેવતા કાઢી તેમાં નીચે મુજબ તમામ ચીજો મૂકીદેવી !! કેરીનો ગોટલો; બદામ, છાણનું પોચકું, સોપારી અને જારના ચપટી દાણા. તેમજ આઠમનો અમલ બેસતાં લગી તેમાં દેવતા પણ ન કરવો !! વળી શિળસાતમને દિવસે કપડાં પણ ન શિવવાં! જે માણસ શીવશે તેની આંખો પણ શિતળા શીવી લેશે!! મતલબ કે તે માણસ આંધળું થશે! એક દિવસ શીવ્યા વિના કયાં નથી ચાલતું !! કે હાથે કરીને આંધળું થવું ! માટે આ શીખામણની ધાત બરાબર ગોખી રાખજો !! એવી બેપગે ચાલનાર મનુષ્યને ભલામણ આપવામાં આવેછે ! અમેતો કહેવાના સરીખ !! માનો, નમાનો એ તમે જાણો !!

સવારના પહોરમાં ઊઠીને વાંઝીઆનું મોં જુએ, અથવા "સાયલા" ગામનું નામ બોલે તો સાંજ સુધી ટૂંખ્યા ઠોકાય !! માટે "સાયલા" ને બદલે ભગતનું ગામ, એમ કહેવું, એટલે બસ ફિકર નહીં! કોઇનું કાંઈ ચોર્યું હોયતો હેડ-

કી આવે! અને કોઇએ આપણને બીજે ઠેકાણે બેઠાં બેઠાં ગાળ દીધી હોયતો તરત આપણી જીભ કચરાય.!! તેથી જે- વી જીભ કચરાય કે ફલાણાને નામે પેટ ભરીને દેવાય તેટલી ગાળો ચોપડી દેવી!! એટલે પછી નિરાંત.!! ગાળોનો ઉપકાર શામાટે માથે રાખવો!! તરત બદલો!!"તરત દાનને મહા પુન્ય."

સાંભળો, સાંભળો, કાને લોખંડી તાળાં અડાવી, સાંભળોરે લોકો,અમારી ડાહી ડમરી વાત! !! જુઓ ભાઇઓ તાપીદાસની મોસમ ખલાસ થયાની ખુશખબ્રીના સંદેસા અમારે કાને અથડાવા લગ્યા છે. માણસો તો બધા પારવગરના અને તા- વ બીચારો એકલો !! તે શું મરે? આંગળીના વેઢાપર ગણી- શકાય એટલા મુઠીભર પોતાના ખીજમતગારોની મદદ લેતાં દમ ભરાઇ જવાથી થાકી લોટપોટ થઇ જવરાસુરે બિચારો એકખુણે જઈ બેઠોછે !!! વાણીઆભાઇની મૂછ પાછી ઊંચી કરવાનો અવસર આનંદલેહેરથી આવી લાગ્યો છે !! ત્યારે હવે તેનાથી બચાવ કરવાનો કારગત કહો કે પછી અકસીર કહો, તેવો ઇલાજ બતાવી દેવાનો આવો અવસર ફરીફરીને આવનારે નથી!! ઇલાજ જરા આરતેથી બોલવામાં આવ- શે !! કારણ કે ઓણસાલની તે જાની મિત્રની મુલાકાતથી અમારાં પોતીઆં ઢીલાં થઇ ગયાછે!! પણ હશે!! સ્વદેશ બાન્ધવોનું કલ્યાણ કરતાં કાંઇ નુંકશાન થાય તોપણ હશે ! ! નિમકહરામ ડાકટરો જેવા અમારા ઉપાય નહીં તો બા !!! તાવ રૂપિઆ રળાવે ત્યારે તેના બદલામાં ડાકટરો તેનો સંહાર કરવા મથે !! કેવા નિમકહરામ !! ખાય તેનુંજ ખોદે !!!

અમારી પાસે દવા છે તે આકાશમાં કે પાતાળમાં પણ મળ-
તી નથી !! ડાકટરોની દવા કડવી ઝેરજેવી ને વળી ખરચ કરા-
વનારી ત્યારે અમારી દવા મફત અને ઉપયોગમાં લેતાં પણ
રસિક !! તેથી લોકો હોંસેહોંસે ઠાંશીઠાંશીને અકારાંતીઆની
પેઠે પેટમાં ભરેછે, જે કેટલીક મુદત સુધીતો બહાર નીકળતીજ
નથી !! ડાકટરોની દવા મ્હોડેથી પીવાની છે ત્યારે અમારી
દવા બને કાનમાં રેડવાની છે !! બોલો કેવીમજા?!! પણ રે!
કોઇ અધિરા નથાઓ. "અધિરાસો બાવરા, ધીરાસો ગંભીર"
આનીચે તેનો નમુનો મૂકયો છે, તેમાંથી જોઇએ તેટલી લેવાની
છુટ પરમાર્થે સર્વને આપવામાં આવેછે. બોલો હવે રાજી?!!
જેઓને એકાંતરીઓ તાવ આવતો હોય તેઓએ નીચે લખેલી
રજપૂતનીવાર્તા જેને આવડતી હોય, તેની પાસે રાખનીબેમુઠીઓ
ભરી બેહોઠ ભીડીને જવું. સામું માણસ તે વાત કહેવામાંડે
ત્યારે તાવલાએ હુંકારો દેવો નહીં ! પણ તેને ઠેકાણે "ગયો,
ગયો" એમ બોલતાં જવું. દર હુંકારે હરીશ્ચંદ્ર જેવા સત્યવાદી
બની જઈ ગયો, ગયો એમ તાવ આવતો હોય તે માણસે લ-
વવા મંડી જવું !! તાવની ને ટાઢની હમહમાટી આવતી હોય,
માથું દુખતું હોય, બરડો ફાટતો હોય, આદિ ગમે તેટલી
પીડાઓ દમતી હોય, તોપણ શું થઇ ગયું !! હિમત રાખે વેરો
છે ! ગયો, ગયો, સાડીસાત ફેરાગયો, એવા બક બકારામાં લ-
ગારે ફેર પડવા દેતાના !! નહીંતર અખતરો બ્યર્થ જશે !!
પછી અમારો દોષ કહાડશો તો શું વળશે ? ! !

---

## એકાંતરીઆની વાર્તા નીચે મુજબ.

એક રજપૂત હશે, તે પોતાની વહુને તેડવા ખાતર પોતાને સાસરે ગયો. ત્યાંજઈ એકઅ દિવસ રહી, પોતાની બૈરીને તેડી પાછો પોતાને ગામ આવવા નીકળ્યો. રસ્તામાં આવતાં માટીજોરૂ તરસ્યાં થયાં. એવામાં એક પાણીની વાવ આવી. રજપૂત ગાડું ઉભુંરાખી બતકલઈ વાવમાં ઉતર્યો. જોગજોગે તે વાવમાં એકાંતરીઓ રહેતો હતો! તે તુરત લાગજોઈ બહાર નીકળી ગયો! ને પેલાગાડાપર બેસી હાંકવા લાગ્યો!! થોડીવાર થઇ એટલામાં પેલો રજપૂત પાણીપીને તાજોમાજો થઈ, પાણીની બતક ભરી બહાર નીકળીને જોયું તો બૈરી કે ગાડું મળે નહીં.!! વિસ્મય પામી આમ તેમ જોવા લાગ્યો તો દુર રસ્તાપર પેલું ગાડું દેખાયાથી મૂઠીઓવાળી તે તરફ દોડી પહોંચી ગયો!! પછી રજપૂત બોલ્યો—"બચ્ચા લફંગા ઉતર હેઠો"!! "શું બાપની મત્તાછે કે લઈચાલ્યો." એકાંતરીઓ બોલ્યો, "અરે! જારે લુચ્ચા, કોઇને ગળે પડેછે"!! એમ કરતાં ગાળાગાળી પરથી મારામારીપર આવ્યા!! સ્ત્રી બિચારી ગભરાઈ ગઈ કે કયોએનો સ્વામિનાથ? કારણ કે એકાંતરીઓ મંત્રના જોરથી આબેહુબ રજપુત જેવો બની ગયો હતો.!! એમ કરતાં એક શ્હેર આવ્યું. તેના ન્યાયાધીશ પાસે ન્યાય જોખાવવા ગયા!! ન્યાયાધીશે બારીકાથી વિચાર કરી એક ઘીની ખાલી વાઢી મગાવી, પેલા બેજણાને કહ્યું કે આ વાઢીનાં મોમાં પેસી નાળવેથી નીકળી જાય, તેની આ બૈરી!! રજપુતનો લેંચો ખુબ ઢીલો પડ્યો! અને થરથરવા લાગ્યો. પણ

એકાંતરીઓ તુરત સુક્ષ્મરૂપ કરી વાઢીના મોંમાં પેસી નાળવેથી નીકળી ગયો તેવોજ તેને પકડ્યો. ને કસમ આપી પૂછ્યું કે "તું કોણ છે" ત્યારે તે બોલ્યો કે એકાંતરીઓ. પછી તેને હુકમ કર્યો કે જ્યાં હણહણ ગઢવીનું નામ બોલાય ત્યાં તારે કદી રેહેવું નહીં !! રેહેતો તને ગૌહત્યા, બ્રહ્મહત્યા, સ્ત્રિહત્યા, ને બાળહત્યા. ને અધૂરામાં પૂરૂં વળી હનુમાનજી હાકમારે તેની આણ !! માતા મેલડીની આણ !! શીકોતરીની આણ !! માતા હોલની આણ !! જાઓ ગયો.—તાવવાળાએ જવાબ આપવો કે—હાભાઈ ગયો, ગયો, ગયો; 'ન ગયો હોય તોપણ કહેવું તો ખરૂં કે ગયો'!! એમ કહી બહાર દોડીજઇ રાખ નાંખી દેવી. અને તાવ જાય એટલે બેપાલી અનાજના રોટલા કૂતરાને ખવરાવવા! નખવરાવે તેને સૌસોના ડોકાના સમ !!!

અંગ્રેજી વાંચનમાળાની બીજી ચોપડીમાં એક ડેગાણે ચીતરી બાવ્યુંછે કે "કુતરો ચંદ્રને ભસે છે"પણ તેતો પોથીમાંનાં રીંગણાં હો !! ખરૂં કારણતો તમારી આગળ આ ઉભું. પરમેશ્વરના જમને દેખે ત્યારે માણસના દુઃખપર નિમક હલાલ કૂતરા રડેછે કે આ દુતો હવે પલકવારમાં આ ગામમાંથી બેચાર પામર પ્રાણીને ખેંચી જશે !!! આવી નિમકહલાલી કરેછે, ત્યારે માણસો તે વખતે તે બીચારાઓને, હડહડ,દે, દે કરીને મારવા દોડે છે !! આ દુનિઆમાં ભલાઇનો બદલો કેટલીક વાર આવોજ મળે છે !!!

દીવેટ લાંબી કરી હોય તો ઘરનું ખરચ પણ લાંબું થાય! કોઈ ચાકરને શેઠનું ખરચ લાંબું કરી તેમને લાંબા કરવા હોયતો

હીવેટ જેમ બને તેમ રોજ લાંબીજ અડાવી દેવી!! એટલે ખરચ વધી પડશે!! શેઠ બોચારો અમળાશે ને આમ તેમ ફરશે, અને વિચાર કરશે કે—રાંડનું આતે શું? ખરચ દાડે દનીએ વધતું જાય છે !! આતો કરજની ખાડીમાં કુબો જવાના!!! ત્યારે ચાકરોએ ઘરને ખૂણે છાનાંમાનાં હસ્યા કરવું!! કે રીસં કહાડવાના અખતરામાં કેવી ફતેહ મેળવી છે!! પણ આ પ્રયોગ હું ને તું બે જાણીએ! જોજે ત્રીજે કાને વાત જાય નહીં!! નહીંતર ભરમ ભાંગો જશે !! "બાંધી મૂઠી લાખની, ઉઘાડી વા ખાય "

રાત્રે દર્પણમાં જુએતો આવતા ભવમાં વેશ્યાનો અવતાર આવે!! એમાં કાન ખજૂરાના ટાંગા જેટલો પણ ફરક નહીં !!!

કોઇને વાસ્તે મંગાવેલું પાણી બીજો પી જાય તો તે આવતા ભવમાં દેડકો થાય!!! તેથી આવતા ભવમાં દેડકાનો અવતાર લેવાની જેઓની પુરેપૂરી મરજી હોય, તેઓએ એવા ધંધો અવશ્ય લેઈ બેસવું!!! મૂછો ન ગમતી હોય તો છોકરા પાસે નાનપણમાં દળાવવું અને કંતાવવું!!! એટલે તેઓ મોટા થશે ત્યારે મૂછનો એક પણ વાળ નહીં ઉગે!!! મા બાપ ન ગમતાં હોય તો પગ લોડાવ લોડાવ કરવા!!! એટલે બેમાંથી એકતો જલદી મરી જશે એટલે આપદા ઓછી થઇ જશે!!! ખાટલાની છીંદરી તૂટી ગઇ હોય, ને તેથી તે કહાડી નાખી બીજી છીંદરીથી ખાટલો ભરાવીએ તો પહેલ વહેલાં તે ખાટલાપર બેસનારની આંખો દુખવા આવે!!! માટે આપણે પ્રથમ ન બેસવું. પણ રોટલાનો કકડો નાખી કૂતરાને તે-

પર બેસારવો!!! પરબારી ફતેહ!!!

હે વ્હાલા વાંચનાર વ્હેમનો વિષય આટલાથીજ પતતો નથી. પાંચ શેરીમાં આતો પહેલી પૂણી છે!! જો આ વિષય તમને ગમશે તો તેના એક પછી એક બાગો જલદીથી તમારી ભેટ લેવા કૂદી પડશે!! "વ્હેમ પવન" અમારી પેટીમાં મુઝાયછે!! માટે ગુજરાતીઓ, તેની વ્હારે ધાઓ!!!આમીનઃ!!

## સવૈયા એકત્રીશા.

ભૂત પ્રેત વૈતાળ ભયાનક, વ્હેમખાનના બાવનવીર;
મંત્ર જંત્ર જાદુને મારણ, ધસ્યા હિંદપર આણી ધીર;
વ્હેમખાન લાગ્યો વટલાવા, અવળો આપીને ઉપદેશ;
ભુવા જાદુગરને ભરમાવી, વિંટાળી લીધો દેશ વોશેષ. ૧
બહુરૂપી સમરૂપ બનાવી, સબળા વ્હેમ તણાં સંતાન;
ખાઉ ખાઉ કરી અને ખુંદવા, હરખે લાગ્યા હિંદુસ્તાન;
શાકણ ડાકણ તે શિકોતર, ભામનિના મનમાંહિ ભરાઇ;
હાઉ હાઉ!! બહુ કરે હિંદમાં, પીર બાકળા ખાંતે ખાઇ. ૨
મેલડી ચોસઠ જોગણી માતા, રૈયતમાંહિ ચલાવે રોગ;!!!
કોગળિયું મરકી ફેલાવે, ભક્ત કનેથી લેવા ભોગ;
દોરાધાગા તણો દોરને, ચો—દિશમાં બહુ ફરે ચુડેલ;
આર્ય સ્થાનમાં આવી રીતે, ભુત પ્રેતડે પાડી ભેળ. ૩

સમાપ્ત.

# જાહેરખબર.

---

નીચે લખેલાં પુસ્તકો મારીપાસેથી રોકડી કિમતે વેચાતાં મળશે. પરગામથી મંગાવનારે ટપાલ ખરચ જ્યાદે આપવો પડશે.

| | |
|---|---|
| મુંબાઈ ઇલાકાની ભૂગોળ પ્રશ્નોતરમાં | ૦—૨—૦ |
| સામાયક તથા પડીકમણું | ૦—૮—૦ |
| મિત્રતા વિશે નિબંધ | ૦—૪—૦ |
| ગુજરાતી વ્હેમ પ્રથમ ભાગ. | ૦—૧—૬ |

લીંબડી—
નવી ખાનગી વિદ્યાશાળા. } પુરૂષોત્તમ કાહાનજી. ગાંધી



## અવલથી થયેલ ગ્રાહકોનાં નામ.

| પ્રત. | નામ. |
|---|---|
| | **લીંબડી.** |
| ૧૦ | શેઠ હરજીવન કસ્તુર. |
| ૧૦ | કોઠારી હરજીવન મોતીચંદ. |
| ૮ | શેઠ કાહાનજી સુંદરજી. |
| ૬ | શાહ ચતુરભૂજ મોરારજી. |
| ૫ | મિસ્તર મગનલાલ જલુભાઈ. |
| ૫ | પટણી લેરશાહ સાંકળચંદ. |
| ૫ | સંઘવી ઉજમશી વીરજી. |
| ૪ | રા. દોલતચંદ મેઘજી. મ્યુનિ૦ના કારકૂન. |
| ૪ | શાહ હરખચંદ પાનાચંદ. |
| ૪ | શાહ શિવલાલ તલકશી. |
| ૪ | દેશાઈ રામચંદ્ર માણેકલાલ. |
| ૪ | શાહ ઝુંઝા ગોકળ. |
| ૩ | રા. ખોડીદાસ લક્ષ્મિચંદ. |
| ૩ | પારેખ લક્ષ્મિચંદ હીમચંદ. |
| ૩ | ગાંધી છગનલાલ સુંદરજી. |
| ૩ | વલ્લભરામ છગનલાલ. |

| પ્રત. | નામ. |
|---|---|
| ૩ | મગનલાલ છગનલાલ તલસાણીઆ. |
| ૨ | વકીલ ગણેશજી જેઠાભાઈ. |
| ૨ | રા. વિઠ્ઠલરાવ આત્મારામ કારકૂન. |
| ૨ | શાહ હરખચંદ ઝવેર. |
| ૨ | મેહેતા લલ્લુ પેલાભાઈ ધોલેરા. |
| ૨ | શાહ કેશવલાલ કાકુભાઈ. |
| ૨ | ગાંધી ઓઘડ કાહાનજી. |
| ૨ | કોઠારી ઓતમ વલમ. |
| ૨ | શાહ ખેતશી કલા. |
| ૨ | શાહ ઉજમશી ચતુર. |
| ૨ | મગનલાલ પુંજાભાઈ. |
| ૨ | ભીખા નારણ. |
| ૨ | આચાર્ય વાઘજી હરિરામ. |
| ૨ | મોદી મૂળચંદ કસ્તુર. |
| ૨ | શેઠ સુખલાલ ચતુરભૂજ. |
| ૨ | બાબરીઆ હરજીવન મૂળજી. |
| ૨ | ગાંધી ત્રિભૂવન દેવચંદ. |

૨ વેદીઆ અંબાશંકર કૃપાશંકર.
૨ રઘુરામ ખીમજી શુકલ વઢવાણ.
૨ ધનજી મહાશંકર દવે સિહાણી.
૨ બેચરજી રાહાભાઈ ગોલેતર.
૨ શાહ મોહનલાલ વલ્લુ.
૨ દવે તલકશી ઝીણા.
૨ દવે છગનલાલ ગોવિંદજી.
૨ ગાંધી મનોરદાસ મૂળજી.
૨ દવે અંબાશંકર ગૌરીશંકર.
૨ શાહ વૃજલાલ કાળિદાસ.
૨ શાહ પુરૂષોત્તમ હરખચંદ.
૨ મિયાં સુલતાન ગગુ.
૨ શાહ મોહન ઓત્તમ.
૨ શાહ લાલચંદ ઝુંઝાભાઈ.
૨ ખવાસ રાજાભાઈ હીરાભાઈ.
૨ દવે વીરજી ઝીણા.
૨ શાહ ચાંપશી ગુલાબચંદ.
૨ શાહ મોહનલાલ વખતચંદ.
૨ કોઠારી અમ્રતલાલ છગનલાલ.
૨ નાગર કાળિદાસ.

૨ માણેકચંદ ઓઘડ.
૨ મિસ્તર છગનલાલ ગોડીદાસ.
૨ કોઠારી ભાઈચંદ જશરાજ.
૨ તલસાણીઆ ઉજમશી ગોડીદાસ.
૨ માંડવીઆ ઉમેદ દેવકરણ.
૨ મિસ્તર ધનજી પુરૂષોત્તમ.
૩ પારેખ ઓઘડ કુંવરજી.
૩ વીરચંદ મૂળજી પ્ર—મી. આ.
૨ શેઠ હરગોવિંદ રામજી.
૨ પ્રેમુરામ ભાણજી ભટ્ટ.
૨ દવે મોહનલાલ તુળશી—ત્રિ૦ આ૦
૨ શાહ સુંદરજી ડાહ્યા.
૨ શાહ ઉજમશી મોતીચંદ.
૨ રા. કાકુભાઈ માનસિંગ સંઘવી.

**સિહાણી.**

૨ શાહ ઉજમશી જલ્લુભાઈ.
૨ શાહ છગનલાલ હીમચંદ.
૪ રા. જેશંકર ડોસાભાઈ પાઠક.
૨ શેઠ ઉજમશી ખેતશી.
૨ શાહ મગનલાલ ત્રિભુવનદાસ.